શ્રી

७१५५

# પવાલય.

---

ચોપાઈ.

કલિમલ દલન સુજન મન ભાવન,
રામ કૃશ્ન જસ સરસ સુહાવન;
કારજ સરત હરત જગ જોખો,
રુચિર મનોહર * * *

# જુગલ ઝરોખો.

રચનાર

પ્યારે રામપ્રતાપે પ્રતાપહરી. વૈદ્ય જૂણાજી.

પ્રસિદ્ધ કરનાર

સદૈવનો આભારી કિંકર વીરજી વૈદ્ય લખમસી.

પત્રી કચ્છ.

પ્યારા સખા માણેકચંદ ઠાકરશી

મારફતે

કિંમત અઢી આના.

---

૧. સિંગ

શ્રી

૭૧૫૫

**પદાલય.**

**ચોપાઈ.**

કલિમલ દલન સુજન મન ભાવન,
રામ કૃષ્ન જસ સરસ સુહાવન;
કારજ સરત હરત જગ જોખો,
રૂચિર મનોહર * * *

# જુગલ ઝરોખા.


રચનાર

પ્યારે રામપ્રતાપે પ્રતાપહરી[1]. પ્રભુ જૂણાજી.

પ્રસિદ્ધ કરનાર

સહદેવનો આભારી કિંકર વીરજી પ્રભુ લખમસી.

પત્રી કચ્છ.

પ્યારા સખા માણેકચંદ ઠાકરશી

મારફતે


કિંમત અઢી આના.

૧. સિગ

# श्री.

# ( अर्पण पात्रिका. )

શ્રી પરમાત્મા પ્રસ્નતા પાત્ર સદ્દગુણાલંકૃત કલાનિધી શ્રીયુત જાડેજા કુમાર શ્રી' મેરામણજી વિદ્યમાન કાનજી. કચ્છ પત્રી.
"અર્પણ પત્રિકા કાવ્ય કર્ત્તા અજાચી શ્રી કેશવજી હર સુરજી."
કચ્છ રાએધણપુર.

દોહા

ઉમાકંત મા કંત અરૂ, સુખ પ્રદ સુર સમુદાય;
સાગર સુમતી સુજાનકો, સંતત રહો સહાય. ૧

ત્રોટક છંદ.

પ્રભુતાઇ અપાર ઊદાર પરં, જદૂવંસ સનાતન ધર્મ ધરં;
બુધિવંતન મંજુ ઉદાર ગતી, મહેરામન ભૂપ મહંત મતી. ૧
વિનયી બલ સાગર નાગર હી, નિજ વંસ ઊજાગર સાર ગ્રહી;
સુભ લચ્છ વિચ્છિન ધાર ધ્રતી, મહેરામન ભૂપ મહંત મતી. ૨
કવિ પાલક સાલક હિખલકો, અરિ પાવત થાહ નહી બલકો;
સુત કાનહરો પતરી સુપતી, મહેરામન ભૂપ મહંત મતી. ૩
ગુન ગ્રંથન તત્ત્વ સુ ગૂઢ ગ્રહી, છિતિ છોરન લોં કિરતી સુ છઇ;
અવતાર મનો યહ નાથ રતી, મહેરામન ભૂપ મહંત મતી. ૪
કુંવરા કુલકો સુ મુકટ મુદા, જિનકે ભય કંપત વેરી સદા;
જસ દીરગ કો જુ ફેલાવ અતી, મહેરામન ભૂપ મહંત મતી. ૫
સસિ ભાન ચલે અસમાન મગં, સરિતા પતિ ભૂમિ વરૂથ નગં;
સુખ સંપતિ વ્રદ્ધી કરે શકતી, મહેરામન ભૂપ મહંત મતી. ૬
ધ્રુવ જ્યોં પરિવાર અચલ્લ સદા, મનવંછિત ત્યોં વસુધા સુમુદા;
કવિ કેસવ સ્યામ સહાય કૃતી, મહેરામન ભૂપ મહંત મતી. ૭

કચ્છપત્રી. મોહોટા માન અને હર્ષ સહિત અર્પણ કરનાર
સંવત ૧૯૫૫ સહૈવનો આભારી સુભ ચિંતક.
હું છું પ્રસિદ્ધ કર્ત્તા.

॥ ૐ ॥

શ્રીગણેશાય નમઃ

# पदालय जुगल झरोखो.

### દોહા.

શાંબ સુવન અજ નંદની, પ્રણુવો જોરી પાન;
દાન અભિમત દીજીએં, કીજે જન કલ્યાન. ૧

### ૧ પદ રાગ માં ૬ ચાલેછે. તાલ દીપછંદી તથા ત્રતાલ

“સિંધુની છાયા. ભૈરવી, પીલુ, કાનરો સીયાનો જિંઝોટી”

( હમકોં છાંડ ) ચલે બનમાધુ એ રાગે.

જે જે ગજાનન દીન દયાલા, સંકટ મોચન સૂંડાલારે ટેક૦
ગિરજા નંદન સબ જુગ વંદન, સિર ચંદન તન લાલ બનેરે;
સુધબુધ નાયક સબ ગુન લાયક, સુખ દાયક જન જે સરનેરે; જેજે ૧
મોદક આરી મૂશક સ્વારી, કર પ્યારી પરસી ધારીરે;
એક રદન ગજ વદન સદન છબી, આભૂશન આભા ન્યારીરે; જેજે ૨
મંગલ દાતા નિજ જન ત્રાતા, કુમતિ નિપાતા દે સુમતીરે;
પ્યૉરે રામ કામ તમામ સુધારણુ, ગનપતિ દેવ સુનો વિનતીરે. જેજે ૩

### ૨ (રાગ સોહાનો કાનરો તાલ દીપછંદી.)

“શ્રી રામ વાકય ભરત ભ્રાતા પ્રતે. સ્થળ ચિત્રકોટ.”

વચન પિતાનો ભ્રાતા માનો, ભરત કરે પ્રિય દેશ પયાનો. ટેક૦
કાનન માંઈ વસીએ ભાઇ, અવધ નવાઈ શું હાલ થવાનો. વચન ૧
વરસ ચતુરદસ પિતુ આગ્યાવસ, અવસ મુને વનવાસ વસ્યાનો.વચન ૨
અવધે વળસુ મોદે મળસુ, પ્યારે રામ કે છે સ્યામ સીયાનો વચન ૩.

## ૩ રાગ ઝીંઝોટી, તાલ પંજાબી ઠેકો.

"સ્થળ પંચવટી, બનજારા પ્રમાણે ગવાયછે."

રીયા રામ લખમણ સુખકારી, વસિયા વન અવધ વિહારી. ટેક૦
પંચવટી પરણ ત્રણ છાઈ, રચી પર્ણ કોટી રૂચી રાઇ. રી;
છબિ કંજ લતા દ્રુમ કયારી. વસિયા વન ૧
એ આરન રાવન આવ્યો, મૃગ રૂપ મારીચ બનાવ્યો રી;
ગયા મ્રગયા કાજ ખરારી. વસિયા વન. ૨
દશ વદન સદન સૂતામાં, બની આવ્યો જોગી બાનામાં રી;
હેરી ગયો જનક દુલારી. વસિયા વન. ૩
લછમન સહીત પ્યારે રામે, આવી અવલોકયું નિજ ધામે રી;
થયા વિકલ વિન્યા સકુમારી. વસિયા વન. ૪

## ૪ રાગ મહાડ તાલ ગજલ.

"કેમ નાખ્યો પ્યારો કાન એ રાગે"

"શ્રી રામ સ્નેહ વાકય. લક્ષમણજી પ્રત્યે."

હે બંધૂ ! પ્રાણ પ્રિયા વિન્યારે, મન મારૂં મૂંજાય ટેક૦
દેસ તજે દુખ નવ થયુ રે, વસીયા વનમાં વાસ;
વસુધા પુત્રી વિજોગથી રે, અંતર આજ ઉદાસ રે. મન. ૧
વ્યાકુળ થયા વન વન ફિરે રે, જાનકી જીવન પ્રાણ;

જાયલ દીઠો ગીધને રે, આપ્યૂં પદ નિરવાણુ રે. મન. ૨
આગે ચાલ્યા અરણમારે, સવરી મલી સુધીર;
સંવાદે સુખ સમર્પિઊ રે, પોતા પંપા તીર રે. મન. ૩
રૂપ બદૂક્ષે રામને. ભેટયા પવન કુમાર;
પ્યારે રામ સુકંટનો રે, પૂર્ણ સજાવ્યો પ્યાર રે મન. ૪

---

## ૫ પદ રાગ ૪ માં ચાલેછે. તાલ ત્રતાલ તથા દાદરો.

## "ભૈરવી, ખંભાત, કાલિંગડો, સોરઠ."

"કયો માનો લંકાપતી રાજા, એ રાગ ભૈરવી"

તારા વિનય, વાલી સાનિધ્યે

સુણો વીનતી પતી પ્રિય વાલી, યુધ કરવા જાઓ ન હાલી. ટેક.
સુગ્રીવ આશ્રિત અવધપતીનો, આવ્યો લડવા ચાલી. સુણો. ૧
સમરથ સીતા સાહેબ સ્વામી, કાલ રયો રૂપ ભાલી. સુણો. ૨
જુધમાં જાતાં જયનો જોખમ. ખાવિંદ મનોરથ ખાલી. સુણો. ૩
વિવધ પ્રકારે તારા વદે છે, કંથતણો કર ઝાલી. સુણો ૪
પ્યારે રામ તે નર જીતે જગતમાં, રામ કરે રખવાલી. સુણો. ૫

---

## ૬ રાગ તાલ એજ. "વાલી વચન તારા સમક્ષે."

પ્રિયા તારા સુનેની સુણ રાણી, સ્યાણી, સમજ ત્રિન્યા ગજારાણી ટેક.
અપર સુગ્રીવ શું કરવાનો, મોતે મત ભરમાણી. પ્રિયા તારા. ૧
જુધ પડકારો શ્રવણ સુણીને, ગર એકે ગણી હાણી. પ્રિયા તારા. ૨
શરણ રૂપ રામ કદાપી, સાથે કરે, નૈ સમજાણી. પ્રિયા તારા. ૩
પ્યારે રામ ભાવી ટળે નહી, વાલીએ વાત વખાણી. પ્રિયા. ૪

---

## ૭ ધનાશ્રી તાલ ત્રતાલ. "કબ સમરોગે રામ એ રાગ."

જાય સીયા સુધ કાજ, પવન સુત જાય સીયા સુધ કાજ. ટેક.
ઊદધી ઊલંઘન કરી લંકામાં, પ્રવેસ્યા કપીરાજ. પવન સુત. ૧
સીતા ન દીઠાં અસૂર સદને, નિમિખ થયા છે નારાજ. પવન સુત. ૨
ભેટ વિભિક્ષણ સંગે થાતા, ઊત્તમ પામ્યા ઇલાજ. પવન સુત. ૩
અશોક વનમાં માજી વિલોકયાં, સોભા સુભ ગુણ જાજ. પવન. ૪
સીસ નમાવી આપ્યો સંદેશો, કુશલ શ્રી રગુરાજ. પવન ૫
પ્યારે રામકે રામ પધારસે, સાથે કીશ સમાજ. પવન સુત. ૬

## ૮ રાગ કાફીની છાયા તાલ લાવની.

"તટ યમુના કે તીર કૃશનને બંસી લલકારી એ રાગે."

"સ્થળ અસોક વાટિકા, શ્રીસીતાજી વાકય હનુમાન સમક્ષે."

---

પવન સુત અરજી આ મારી, પવન સુત અરજી આ મારી;
હૂ કરજોડી અવધપતીને, કેજો વિસ્તારી. ટેક.
વાટડી જોતાં દિન વીતે, વાટડી જોતાં દિન વીતે;
અરરર ઊર કે વ્યાધી વધતી, બચવું સી રીતે;
પ્રાણુ રૅયા દરસનની પ્રીતે, પ્રાણુ રૅયા દરસનની પ્રીતે;
સુધ લ્યો સ્વામી સત્વર દસ સિર, વરતે વપરીતે;
આપદાથી લ્યો ઉગારી, આપદાથી લ્યો ઉગારી. હૂ કર ૧
ગયા કિંમ પૂર્વે પ્રીત ભૂલી, ગયા કિંમ પૂર્વે પ્રીત ભૂલી;
નૃપ મંડલ શિવ ચાપ ચડાવ્યો, મુજ મતી અનુકૂલી;
રાત્ર દિન સ્યામ વિન્યા સૂલી, રાત્ર દિન સ્યામ વિન્યા સૂલી;
દરસ વિજોગે હૂં દુખીઆરી, દુખ દરીએ દૂલી;

વિપતમાં અબલા વિસારી, વિપતમાં અબલા વિસારી. દૈ. કર ૨
નિવેદો મુજ વતીએ વાણી, નિવેદો મુજ વતીએ વાણી;
જનક સુતા જોખમમાં ઝંખે, મીન વિન્યા પ્રાણી;
પંખ હત પંખી પરમાણી, પંખ હત પંખી પરમાણી;
તિમેં અનાથ હે પ્રાણનાથ ! લ્યો, દાસી નિજ જાણી;
નિપટ ન તજીએ નિરાધારી, નિપટ ન તજીએ નિરાધારી. દૈ કર ૩
ચેન દિન રેન નહી ચિતમાં, ચેન દિન રેન નહી ચિતમાં;
પલ પલ કલ્પ સમાન પ્રમાણુ, આતુર આફતમાં;
વિનયથી વદજો છેવટમાં વિનયથી વદજો છેવટમાં;
વાલમ વિલંબ હવે જો કરસો, પ્રાણ ન રે ધટમાં;
તુરત ચાલ્યાની તૈયારી, તુરત ચાલ્યાની તૈયારી; દૈ કર ૪
આવીએ અનુજ સહીત વારે, આવીએ અનુજ સહીત વારે;
નિશિચર કુળ દળ પ્રબળ સંધારો, તપત ટળે ત્યારે;
કષ્ટ નષ્ટ આ થશે કયારે, કષ્ટ આ નષ્ટ થશે કયારે;
પ્યારે રામ જિમેં ફણી મણી ગતતિમ, વિલખુ આ વારે;
વીનવું વીર વારી વારી. વીનવું વીર વારિ વારી. દૈ કર. ૫

---

## ૯ "(રાગ ઝિંઝોટી તાલ દીપચંદી સ્થળ અશોકવન)"

"કહો મો કૃષ્ણને મારી વાત વિસ્તારી એ રાગે"

---

પવન સુત અર્જ એ કેના, સ્યામ સુધ લેના, પવન સુત૦
જનક તનયા કો જીવન દાન અબ દેના, સ્યામ સુધ લેના. પવન૦ ટેક૦
રૂચે ના અનજલ બિન મીન જ્યો દીના, ઉદાસી દાસી નેના નીંદ ના રેના.પ.૧
દિખાવે ઠાઠ ભયકારી અસુર આકે, બિપતમેં કોન બિધ અબ જીવકારેના.પ.૨
પધારો યાદ કરકે પ્યારકો પ્યારે, તુમારે આવને બિનેં નાહી ચિત ચેના.પ.૩
ચકોરી ચંદ પ્યારે રામ ત્યોં ચાહો, દરસકોં તરસતાહે રાત્ર દિન નેના.પ.૪

## ૧૦ રાગ કલ્યાણ તાલ દાદરો.

"સ્વામી નાથ સ્વામી નાથ સ્વામી નાથરે. એ રાગે."

"શ્રી રામ સૈન્ય સહીત સુવેલુ બિરાજ્યા, અને હનુમાનજી ખાનગી રીતે વધામણી દેવા ગયા સ્થલ અશોક બગીચો."

---

મારૂતિ વધામણી વદે સીયાપ્રતે, આવીઆ શ્રીરામ માતુ આપ વાસતે.ટેક.
વિજયવંત રાજતા સુવેલુ ઉપરે, જીતવા અસૂર અલ્પ સંક ના ધરે. મારૂ.૧
મરકટદળપ્રબળસુભટઅનુજસંગમાં,અસુરઅંગભંગનોઉમંગજંગમાંમારૂ.૨
ધીરધરો ધીરધરો ના ડરો તમે, કષ્ટ નષ્ટ થયા સમસ્ત જાણો આસમે.મા.૩
માગું છું રજા હે માત! આપીએ મને,આપ કુસળતાઇ કહું પ્યારા રામને.મા.૪

---

## ૧૧ રાગ તાલ ત્રતાલ.

"ક્ષત્રી કલંક કેમ લેસેરે" એ રાગે.

"અંગદ વિષ્ટી વિચાર સ્થલ રાવણ સભા."

---

કહે બાળ અાળી વાળી કુમાર, સાંભળ દસમુખ સઠરે;
નાતાદાર પ્રિય તારો પૂછનાર, સાંભળ દસમુખ સઠરે. ૧
અરે કોણ છો તૂં વૃથા બકનાર, મૂરખ મરકટ ફિટરે;
મારા સામો બોલે વિગર વિચાર. મૂરખ મરકટ ફિટરે. ૨
મુજ પિતા સાથે હતો તારો હેત, સાંભલ દસમુખ સઠરે;
વાલી સખા જાણી આવ્યો અરે ચેત, સાંભલ દસમુખ સઠરે. ૩
સીતા સ્વામી રામ કેરો હૂં દાસ, સાંભળ દસમુખ સઠરે;
વાલી આવ્યો તૂને કરવા સમાસ, સાંભળ દસમુખ સઠરે; ૪

વાલી સુત થઈ કર્યો તુછ કામ, મૂરખ મરકટ ફિટરે;
અરે તપસીનો થયો છે ગુલામ, મૂરખ મરકટ ફિટરે. ૫
તેંતો લજાવી તારી નાત જાત, મૂરખ મરકટ ફિટરે;
ભલાવાલી કેમ છે કર વાત, મૂરખ મરકટ ફિટરે. ૬
વાલી પાસે જાવા થયો તું તૈયાર, સાંભલ દસમુખ સઠરે;
તીઆઁ પૂછજે કુશળ સમાચાર, સાંભળ દસમુખ સઠરે. ૭
ફિટ ફિટ ફિટ વ્રથા બોલે બોલ, સાંભળ દસમુખ સઠરે;
મ્રત્યુ વસ થયો ખલ દિલ હોલ, સાંભળ દસમુખ સઠરે. ૮
હોય પ્રાક્રમ તો પગને ઊઠાવ, સાંભળ દસમુખ સઠરે;
રામ પગે પડ થવાનો બચાવ, સાંભલ દસમુખ સઠરે. ૯
તારો થવા વારો અસુર અકાજ, સાંભળ દસમુખ સઠરે;
કહી વળ્યા પ્યારે રામ યુવરાજ, સાંભળ દસમુખ સઠરે. ૧૦

## ૧૨ રાગ ભૈરવી તથા ખંભાત તાલ ત્રતાલ.

"રાવણ પ્રતે મંદોવરી વાક્ય—
સ્થળ સયન ભુવન."
"કશી માનો લંકાપતી રાજા એ રાગ"

હઠ તજોરે લંક ભૂપાલા; કીજે નિજ કુળની પ્રતિપાલા. ટેક.
વિનય કરી પિયા ત્રાસિયા સોંપો, રગુવર દીન દયાલા. હઠ. ૧
મિથ્યા બલ અભિમાન માનો છો, થાશે હાલ હવાલા. હઠ. ૨
અરરર પ્રાણપતી કુ મતી ત્યાગો, કાલ તણા પ્રભુ કાલા. હઠ. ૩
રંડાપાથી મુજને રાખો, હાથે ન કરો બેહાલા. હઠ. ૪
શ્રેષ્ટ ઇછો તો રગુપતી સેવો, પ્યારે રામ કૃપાલા. હઠ. ૫

### રાગ તાલ એજ, રાવણ વાક્ય,

મંદોવરી વથા ભય માને, કહૂં વાત સુણી લે એક કાને ટેક.
સું કરસે એ તપસી બિચાડા, આવ્યા છે મરવાને. મંદોવરી. ૧
ભાલૂ કપીએ ભક્ષ અમારો, લાવ્યા છે લડવાને. મંદોવરી. ૨
હું રાવણ નરવાનર માટે, જનમ્યો છો જમવાને. મંદોવરી. ૩
પ્રાણપ્રિયા પ્રતે ભુજ બલ ભાખ્યૂ, પ્યારે રામ બલવાને. મંદો. ૪

### ૧૪ રાગ એજ મંદોવરી વાક્ય;

લંકાપતી મનેથી વિચારો, વેર રામ સાથે નથી સારો. ટેક૰
મોટા મોટાના રામે માન ઊતાર્યા, જનક સભાને સંભારો. લં. ૧
રામ સમોવડ તમે નહી સ્વામી, મિથ્યા માન નિવારો. લંકા. ૨
રામથી વેર એ મરણ નિસાની, નિસિચર ને કાં મારો. લંકા. ૩
પ્યારે રામ કામ સરસે ત્યારે, રામ સમીપે હારો. લંકા. ૪

### ૧૫ રાગ સીહાનો કાનરો. તાલ દીપચંદી

### સ્થલ સમર ભોમી.

" રામ પ્રે વાંક્ય, લછમન મૂર્છા "

બંધવ મારા લછમન પ્યારા, મૂરછા ત્યાગો પ્રાણ આધારા. ટેક૰
આમ થવાની હાણી ન જાણી, લાવ્યો હું વનવાસ મુઝારા. બંધવ ૧
આગલથી જો એવૂં જાણુત, વચન હૂં માનત તાત ન તારા. બંધવ ૨
ભ્રાતા મિલવો દુરલભ ભવમાં બીજો સર્વે મિલે સુત દારા. બંધવ ૩
પ્યારે રામ રામ રૂદન કરેછે, ઔશધી લાવ્યા વાયુ કુમારા. બંધવ ૪

## ૧૬ રાગ એજ.

" મૂરછાથી લક્ષમણજી જાગ્રત થયા."

લછમન જાગ્યા મૂરછા જાતાં, રગુવર હરખ્યા આનંદ દાતા. ટેક.
ભાલુ કપીનો ભય લય પામ્યો, વીર રસે સુરવીર સૂહાતા. લછ. ૧
જુધ ઊછરંગે જોધા ગરજે, તરજે રાક્ષસ સેન નિપાતા. લછ. ૨
ખલદલનો મદ મરદન કરતા, ફરતા ભાલુ કપીમદ માતા. લછ. ૩
પ્યારે રામ જય જય શબ્દ ઉચારી, સુર નર રામ તણા જસ ગાતા. લ. ૪

## ૧૭ રાગ ધનાશ્રી.

" કુણ સમરોગે રામ એ રામ."

લછમન સીતારામ, અવધ આવ્યા; લછમન સીતારામ. ટેક૦
રાવણ આદિક રાક્ષસ મારી, સારી સુરના કામ. અવધ ૧
સોભે સુંદર પુષ્પ વિમાને, સાથે દળ અભીરામ. અવધ ૨
આનંદ ઓછબ વિસ્વ વિલાસ્યો, જામી રહી ધૂમ ધામ. અવધ ૩
સુર નર મુનીજન વિવધ વિનોદે, ગાય લીલા ગુણ ગ્રામ. અવધ ૪
પ્યારે રામ ભવસાગર તરવા, નૌકા શ્રી રામ નામ. અવધ આવ્યા ૫

## હોરી " શ્રી કૃશ્ન લીલા."

રાગ સીહાનો કાનરો તથા પીલુ તથા ઝીંઝોટી વિગેરે ૬ રાગમાં ચાલેછે.

" તાલ દીપચંદી તથા ચાલતી "

લાલ ગુલાલ સુરંગ ઉડાવે, મોહન વ્રજમેં ધૂમ મચાવે. ટેક૦
કર પિચાકારી ધારી મુરારી, પ્યારીપર બારી બરસાવે. લાલ ૧



પાની ગુલાબી દાની સુહાની; સખિ છતિઆનન પર છિર કાવે. લાલ ૨
ગૂંઘટ ખોલે અટપટ બોલે, અલીઆં કોં ગર ગલીયા રીઝાવે. લાલ ૩
જીવન હોરી ખેલ જમાવત, ગાવત પ્યારે જન મન ભાવે. લાલ ૪

## ( રાગ એજ. )

આલી યમુના કિનારે ન જૈયો, હોરી ખેલે કુંવર કનૈયો. ટેક૦
રંગ ઊડાવત જલ જક જોરી, કેશર કુંકુમ કીચ મચૈયો. આલી ૧
તક તક મારત હે પિચકારી, કુંજ બિહારી ખેલ ખેલૈયો. આલી ૨
ગ્વાલ બાલ મિલ ખ્યાલ કરત હે, જાત નહીં દેખન બિન રૈયો. આલી ૩
અદ્ભુત કેલ કરત અલબેલો, છલ બલ ઢાન તડે નંદ છૈયો. આલી ૪
પ્યારે પ્રીતમ મનહર લીનો, ચાહત હોં ચિત ચોર મિલૈયો. આલી ૫

## ( રાગ એજ. )

પ્યારી રમીએ હોરિ દુલારી, ફાગન ખેલ બન્યો દિન ચારી. ટેક૦
ફિર ફિર એસી બેર ન આવે, કુંજન મિલવો કુંજ બિહારી. પ્યારી ૧
બોત કહું કયા બાત બનાઈ, નિમિષ પીયાસેં ન હૂ જે ન્યારી. પ્યારી ૨
નિજ આનંદ મેં આયૂ નિવારો, પ્યારે પ્રીતમ સો મિલ પ્યારી. પ્યારી ૩

---

## હોરી રાગ ઝીંઝોટી તાલ દીપચંદી

"નાથ કેસે ગજ કો બંધ છોડાયો. એ રાગ"

પ્યારે વ્રજ રાજ રમે રંગ હોરી. જમૂના ત્રટ ઠાઠ જમ્યોરી. પ્યારો રે ટેક.
સાજ સજાઈ ઠાડે કનૈયા, આઈ ગોપ કિસોરી;
લાલ ગુલાલ અબીર ઉડાવત કેશર ચંદન ગોરી. પ્યારે ૧
પિચકારી પ્યારે પ્યારી ચલાવે, બાદલ રંગ બરસ્યોરી;

અજબ રંગીલે બેસ બને હે, સ્યામ સુનેની ગોરી. પ્યારે ૨
નીર ગુલાબી અંતર આછે, દાલત હે લાલ દોરી;
છિતિ છબિ રંગ સુરંગ છવાઇ, કુંકુમ કીચ મચ્યો રી. પ્યારે ૩
આનંદ અરસ પરસ ઊપજાવત, જમુના જલ જકજો રી;
પ્યારે રામ કે સ્યામ રસીલે, ફાગન ખેલ રચ્યોરી. પ્યારે ૪

ઈતીહોરી.

---

## (છંદ લલીત) "સ્થળ વૃંદાવન" ગોપીકા ગીત.

સરદ પૂનમે નંદ નંદને, રમણ રાસનું રચ્યું કાનને;
અદ્રસ થૈ ગયા ગોપીઓ રયા, વિનય વાકય આ તે સમે કયા. ૧
વ્રજ જયં વધી નાથ જન્મને, સદૈવ શ્રી વસે વાસ શ્રેષ્ટ તે;
અદ્રસ થયા તમે ખોજતા અમે, દરસ દાન ઘો સ્વામિ આ સમે. ૨
સરદ કંજથી સર્સ લોચનો, ભ્રુહ કટાક્ષથી ભેદીયા મનો;
વધ થવા ઇછો વધન કીજીએં, પ્રગટ દાસીને દર્સ દીજીએ. ૩
વિખ જળે વ્રખા રાક્ષસાદિથી, પવન દામની ઇંદ્ર કોપથી;
ઉપદ્રવો વિશે સાયતા કરી, હરી હવે સૂં આ ધારણા ધરી, ૪
નહિ જસોમતી પુત્ર શ્રી પ્રભો, અખિલ આતમા વ્યાપકં વિભો;
જગ હિતારથે દૈવ વંદીયા, જદુ કુલોતપનં હે સખા થયા. ૫
ભય વડે ગ્રહે ચર્ણ સર્ણતા, અવસ તે થયા દુઃખ મુક્તતા;
કમલ હસ્ત જે ઇંદિરા ગ્રહી, મમ સિરે ધરો કાંત તે સહી. ૬
વ્રજ વધૂ તણી આપદા હરો, ગરવ દાસ્યનો હાસ્યથી પરો;
ચરણ કિંકરી નિશ્રિતં ભજો, વદન કંજથી દૂર કાં તજો. ૭
પ્રણુત દેહીના પાપ નાસનં, ગમન ધેનૂમાં શ્રી નિવાસનં;

અહિ સિરે ધર્યા ચરણ પંકજો, મદન હર્ત હિતે મર્મ ઉરે સજો. ૮
કમલ નેત્ર હે ! મધુર્વાકયતા, બુધ જનો મનો સંત મોહિતા;
સુબધ દાસીઓ મિષ્ટ વાણીએ, અધર અમ્રતે નાથ પાલિએ. ૯
તવ કથા મૃતં જીવ સાંતિદા, કલમષો હરે તાપ આપદા;
શ્રવણ મંગલં મોદ દાર છે, કથન જે કરે તે ઊદાર છે. ૧૦
હસવું નિર્ખવું શ્રેયતા કરે, ચરિત ધ્યાનથી કાર જો સરે;
કપટિ હે સખા ગુપ્ત હાસીઓ, દુખિત ચિંતવે થાય દાસીઓ. ૧૧
વ્રજથી ધેનુને પ્રષ્ટ ચાલતા, પદ સરોજથી ચારવા જતા;
તરણ કાંકરી કલેસ આપતી, મમ મતી પતી ખેદ પામતી. ૧૨
દિવસ અસ્ત તે સ્યામ કેશમાં, સુર્ભિ રજ ભર્યા બાલ વેશમાં;
વ્રજ પધારતા કંજ આનને, દરસતાં છબી પ્રાપ્ત કામને. ૧૩
અજ અરાધિઆ કામના પ્રદં, ધરણિ મંડનં ધ્યાન નાપદં;
સુખનિધી પદો પદ્મ આસરો, ઊર સ્થલે ધરી તપ્તતા હરો. ૧૪
રસ સિંગારથી શોકને હરે, અધુર ચૂંબને વેણુ સુર ભરે;
સુખ ન અન્યથા ચિત્ત રાચિએ, રદ સુધા પિયા પાન જાચીએ. ૧૫
વ્રજ પતી વને જાઓ જે સમે, ક્ષણ જુગો તુલે માનતા અમે;
દરસ શ્રીમુખં લાભ એ ગણું, જડ વિધી વ્રથા આપિ પાપણું. ૧૬
પતોં સુતો સગા ભાઇ ત્યાગિયા, અચ્યુત આપની સર્ણ આવિયા;
તવ ગતી લખી નાદ મોહિતા, રજનિ મોતજે કોણ જોષિતા. ૧૭
રહસ હાસ્ય તે મદનતા ભર્યું, હસિત આનને ચિત્તડું ઠર્યું;
રિદયમાં રમા ચિન્હ આ વર્યું, દરસને અમો મનડું હર્યું. ૧૮
વ્રજ જનો દુખો દૂર દર્સને, દરસ મંગલં સર્વ વિસ્વને;
જન અરોગ્યતા જાણતા વિધી, સુખ નિમત્ત દ્યો નાથ ઔશધી. ૧૯
કઠણ મર્મ ઊરેં પાદ પદ્મનેં, સનૈં સનૈ ધરે ધ્રુજતા મને;
અટન કાનને કાંકરી દમે, જીવન જીવ એ ભ્રાંતિમાં ભમે. ૨૦

## ઇત્યાદિ ગોપિકા ગીત શ્રવણ કરતા.

પ્રગટ પ્રેમથી શ્રી પતી થયા, દુખ વિજોગ ના સર્વથા ગયા;
સુખ થયા મુખે જાય ના કયા, તરૂણિ સ્યામના સર્ણમાં રયા. ૧
સ્તવન ગોપિકા ગીત નામનો, રચિત ભાવથી પ્યારે શામનો;
શ્રવણ ચિંતવે ગાન ધ્યાનતા, સદ્ગતી થતી પ્રાપ્ત મોદતા. ૨

---

### રાગ કલ્યાણ તાલ ત્રતાલ.

"દશા આ સી થઇ મારી. એ રાગે"

"દોઢ ત્રતાલમાં ચરણ ચાર કડી આલાપમાં અને
ઉપરની બે કડી ત્રતાલ"

---

તજી ગ્યા સ્યામ સુખકારી, તજી ગ્યા સ્યામ સુખકારી
વિન્યા વ્રજ રાજ દુખીઆરી. ટેક૦
આલી અકલામણ તણો, આવ્યો અંત ન પાર;
બિલખા ભવમાં વીણવા, લાલ વિન્યા લાચાર.
પ્રીતમ નાવ્યા પ્રીતુ પારી, કહૂં સુખડા સૂં સંભારી. તજીગ્યા. ૧
વૃંદાવનની કુંજમાં, પ્યારે પૂરી આસ;
રાસ રમાડ્યા રંગસું, વિધ વિધ કરી વિલાસ;
જોડી કુબજા સંગે જારી, વીસારી રાજ વ્રજ નારી. તજીગ્યા. ૨
સુંદર વરના સંગમાં, ઊર વધતો આનંદ;
હાસ વિલાસેં નિરખતા, નેણે નંદન નંદ;
ગયા વ્રજ ચંદ વીસારી, કટારી પ્રેમની મારી. તજીગ્યા. ૩

મોહન સાથે માણવા, હામ હતી હજાર;
પ્યારે રામ પ્રકાસીએ નટવર નંદ દુલાર;
દરસ દિયો કુંજ વિહારી, પોકારી વીનવે પ્યારી. તજીગયા ૪

---

## સાતવાર તાલ દીપચંદી તથા ત્રતાલ રાગ કાફી.

"રાધે રીસ તજો એ રાગે"

---

મોવન ગયા મેલીરે. મોવન ગયા મેલી ટેક૦
આદીતે અકલાઉ આલી, કાલી કુબજા ભાલી, મોયા વનમાલીરે. મોવ ૧
સોમે સ્નેહ વધ્યા કુબજામાં, વિસારી વ્રજ વામા, સુંદર સ્યામારે. મોવ ૨
મંગલ પ્રીત પુરાણી ન પારી, માયા મોહ ઉતારી કુંજ વિહારીરે. મોવ ૩
બુધે બહુ નામી હજુ નાવ્યા, વેરણને વિરમાવ્યા, ભાન ભુલાવ્યારે. મોવ ૪
ગુરૂ ગોકુળમાં ગભરાતા, રોતા દ્રગ થ્યા રાતા, દિલ વિલ ખાતારે. મોવ ૫
સુકરનો વ્રે વ્યાધી તાવે, નટવર વ્રજમાં નાવે, કોણ મનાવેરે. મોવ ૬
મંદ નસીબ ગયા મુજ ભાગી, ભેટ્યા સ્યામ સુહાગી, અતી અનુરાગીરે.મો૰૭
પ્યારે રામ પ્રમોદ પ્રકાસ્યુ, હૈડે હર્ખ હુલાસ્યું, કષ્ટ વિના સ્યુરે. મો ૮

### દોહા.

ચેન નહી દિન રેનમેં સજની બિન બ્રજ રાજ;
જીવન જાને જીયકી, ગોવિંદ ગરિબ નિવાજ. ૧
ખટ રૂત ખુબી ખુબ હે, પ્રીતમ નહી મુજ પાસ;
કૃસ્ન ચંદ આનંદ બિન, હિયમેં મંદ હુલાસ. ૨
દિલ રંજન દરસાઇએ, સુંદર સ્યામ સ્વરૂપ;
ભૂધર ભવન પધારીએ આઈ સરદ અનૂપ. ૩

---

## છંદ સારસી "હરીગીત અનુસારે"

### "ખટ રૂતુ વર્ણવ સાથે પધારવા પ્રાર્થના"

સરદ હિ સુહાઇ, દ્રુમ લતાઇ, છિતિ છવાઇ, સર્વદા;
સસિ સીતલાઇ, સુખ સવાઈ, ઘોસ આઈ, પર્વદા;
સબકોં સુખાઈ, હમ ચિલાઇ, નાથ નાંઇ, દાજીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ, જી નંદ ૧
બદ્રિ કેદારા, હિમ રૂતારા, નગ તુષારા, દર્સિયં;
જન બસન ભારા, ઠંડ ઠારા, સાજ સારા, પાર્સિય;
પ્રીતમ સિધારા, વણંજારા, તન હમારા, ના જીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ. જી નંદ. ૨
શશિરં સપાટં, લિખ લિલાટં, અજ ઊચાટં, મોહિકોં;
સુખિઆ બિરાટં, હમફીડાટં, પ્રેજપાટં. દેહિકોં;
દંપતિ સુઠાઠં, બસન પાટં, સજ સુઘાટં, છાજિએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ. જી નંદ. ૩
રૂતુરાજ પાઈ, જન બધાઇ, બનહરાઇ પલ્લવી;
રવ કોકિલાઇ, મોદ દાઇ, અંબરાઈ ફલ્લવી;
તિય તરૂણુ તાઈ, કંત ચાઇ, તન બનાઇ, સાજીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા આજીએ. જી નંદ. ૪
ગ્રીખમ સુધારી, જલ ફુવાઁરી, જૂથ નારી, મંજન;
પિય સંગ પ્યારી, તન સિંગારી, દિલ દુલારી રંજન;
મમ માર મારી, બિન પિયારી, હીય હારી, લાજીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ. જી નંદ. ૫
બરખા હિલોરં, જલદ જોરં, કં કિસોરં બર્સિયં;
ચપલા ચકોરં, શબ્દ, મોરં, ગગન ગોરં, ગર્જિયં;

દાદુર સોરં, ગુંજ ભોરં, કંજ કોરં, રાજીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ. જી નંદ. ૬
રૂત અંત ધારે બ્રજ પધારે, નંદ દુલારે, પ્યારસોં;
જન કાજ સારે, દુખ નિવારે, પ્યાર પારે નારસોં;
દૂજે ન ન્યારે નિમખ પ્યારે, રામદ્વારે, બ્રાજીએ;
ઇનરૂત કૃપાલા, કૃસ્ન કાલા, નંદલાલા, આજીએ. જી નંદ. ૭

---

## છપય છંદ.

સદન પધારે સ્યામ, કામ પૂરન મન રંજન,
જન વત્સલ વ્રજ રાજ, રાજ ખલ દલ ગ્રભ ગંજન;
વ્રજ જન કરન વિલાસ, હાસ મન મોદ બઢાવન;
બન બિહારી સુખ કંદ, ફંદ જગ દ્વંદ નસાવન;
વ્રજ ચંદ કૃશ્ન આનંદ ધન, પ્યારે રામ કારન કરન;
જન અસરન સરન અનાથ કે, પ્રણત પાલ તારન તરન. ૧

---

## ( શિખરણી છંદ. )

### " મન પ્રતે બોધ. "

મ્રગા બૂના ભોજ્ન, વલિ નભ સરોજા જગ ગતી;
પિતા માતા ભ્રાતા, સકલ વિણ સાતા તજ રતી;
નહી સંગે આવે, પ્રિય સુવદની દ્રવ્ય સદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૧
કરે છે સૌ પ્રીતી, પ્રગટ જગમાં સ્વારથ થકી;
વ્રથા મોહ્યો પ્રાણી, અજબ વિરચ્યો નાટક નકી;

નિહાલો નેણેથી, અસલ પરખો પૂર્ણ પદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૨
શરીરે વ્યાધીની, ઊત્પતિ થતાં કાંઈ ન બને;
અગાઊથી ચેતો, નિગમ વચને કાર્ય કરને;
જમો આવી જાસે. અકબક બકે બોલ રદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૩
મનો હર્તા દીસે, કદલિ વિરૂપે મોહિત કરે;
અછાયો પત્રોથી, કહિં નહિ ચડે સાર નજરે;
મના કર્સે દર્સે, જગત રચના જૂઠિ તદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૪
બહૂ પ્યારા લાગે, વિષય સુખ મોગો નિસિ દિને;
મહા મોંઘા મૂલો, મનુશ તન હારે રતનને;
પતંગ.દી પેટ, વિષય લુબધેં હાણુ. બદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૫
ગણા ગોંથા ખાધા, ભવ અરણમાં ખુબ ભટકયો;
હજૂ તૂં નૈ હાર્યો, વિરથ કરમે અંધ અટકયો;
હવે વાલા વેલો, તુરત સુરતે હેર હદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૬
કહ્યું પ્યારે રામે, વિનયથિ ગણીવાર મનવા;
તથાપી નૈ માને, તરક કરતો તું નિત નવા;
અરે પૂર્ણાનંદે, વરત વરજી મોહ મદને;
શિવોહં સોહંવા, રટ શિવ હરે રામ વદને. ૭

## ( રેખતો તાલ દીપચંદી. ) રાગ

" ગુલાબી ચંપ ફુલોંદી. એ રાગે "

ગુમાના અંગ ગોરે કા, બિલોના જ્યોં બ્યથા બારી;
પતંગી રંગકી ખૂબી, બની સોભા દિના ચારી. ટેક૦
ઘટા જ્યોં ધૂમ્ર કી છાઇ, ઊડી જાવે ઘડી પલમેં;
સરીતા તીર દ્રુમ ઠાડે. બહાલે જાગી ધારી. ગુમાના. ૧
તજી દે માનકોં બંદા, કયા લે બાવરા માની.
ખરીદે ચોરકા સોદા, બજારો મેં ન બેપારી. ગુમાના. ૨
સકોચી મુષ્ટીકા આયા, બિચારી દેખાએ પ્યારે;
પસારે હાથ જાનાહે, ભજીલે કૃસ્ન મોરારી. ગુમાના. ૩

### દોહુા.

" રચના સમય અને નામ નિરૂપણુ "

૫ ૫ ૯ ૧
સર સર રસ સસિ જેષ્ટ વિદ, મુનિ તિથિ જીન મિલાપ;
કમલ આમ અભિરામ મેં, વિરચિત હરી પ્રતાપ. ૧

# ઝાહેર ખબર.

## અમારા મિત્રમંડલ મારફતે પ્રસિદ્ધ થયેલા પુસ્તક નામાંક.

| | કિંમત રૂ. આ. પા. |
|---|---|
| ૧ પદાલય પ્રથમ ઝરોખો | ૦—૪—૦ |
| ૧ દેવાવિલાસ ભાગ પ્રથમ. | ૦—૪—૦ |
| ૧ દેવાવિલાસ ભાગ બીજો. | ૦—૩—૦ |
| ૧ પદાલય જુગલ ઝરોખો. | ૦—૩—૦ |
| કિંમત સવાઈ પોસ્ટજ | ૦—૦—૯ |

ઉપર લખ્યા પુસ્તકો હરીહરાદિક કીરતી કલોલ પદ જુદા જુદા રાગ તાલ સ્વરથી તેમ પ્રસ્તાવી છંદો જુદી જુદી જાતના પિંગલાનુસારે જેને વિશે શાંત શ્રૃંગારાદિરસ શબ્દ સૌંદર્યતા મનરંજનકાવ્યનો સમાવેશ કરેલો છે તે; હે સુજ્ઞ જનો! સ્વીકારી અનુભવાનંદ લેવા કૃપા કરશો સામટી ખરીદ કરનારને કમીશન મળશે માટે પત્રદ્વારાએ અનુભવી થવા કૃપા કરવી.

**કચ્છભુજ નગર આ "સરસ્વતી શૃંગાર" ઓફીસ.**

## મળવાનાં ઠેકાણાં.

| | |
|---|---|
| શોની ડુંગરસી વિશ્રામ | કચ્છ ભોજાએ |
| ઠા. વીરજીવા લખમસી | કચ્છપત્રી. |
| રાજગોર કાનજી જેઠા | કચ્છપત્રી. |
| રાજગોર લધા ધનજી | કચ્છવાંકી. |
| દવે જટાશંકર દામોદર | કચ્છ બેરાજો. |

ઉપર લખેલા ઠેકાણેથી રોકડી કિંમતે મળશે.